५०३०

નિશાળો ઉપયોગી કોઇવખત નહીં બનેલું
એવું પુસ્તક

# કોષ્ટક પધ્ધતિ.

રચીને પ્રસિદ્ધ કરનાર
યાજ્ઞીક પારવતીશંકર ફરસરામ.

દોહરો

આ પધ્યતિ કાચી રચી કરતો નથી હું ગર્વ
બાળકો ભણો ઉમંગથી તાન રાગથી સર્વ





"ધી શાઇનીંગ સ્ટાર" પ્રીન્ટીંગ પ્રેસમાં
ગંગારામ આત્મારામ પંડીતે છાપ્યું.
સવંત ૧૯૪૮ સને ૧૮૯૨
કીંમત બે આના.

# પ્રસ્તાવના.

હે આર્યજનો! આ કોષ્ટક સંગ્રહની ચોપડી રચી બહાર પાડયા પહેલાં મેં તથા મારા પ્રીય દોસ્તદારે, તાજલમૂખ ગુલબંકાવળી નામનો નાટક છપાવી બહાર પાડયો હતો; પછીથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે, કઈ કરતા નાની વયના છોકરાઓને કેળવાણીમાં થોડી મહેનતે આ કોષ્ટક ભણતા વહેલું આવડે.

એમ મારા મનમાં ઘણા દિવસ થયા વિચારતો હતો, એવામાં મારાભાઇ નરસિંહરામ ફરસરામ, તથા પ્રીય દોસ્તદાર માહારાં કર પાર્વતીશંકર, તથા હરમૂખરામ સુરજરામ, એઓએ ઘણો શ્રમ લઇ આ પુસ્તક બનાવવામાં મદદ કરીછે, તેથી તેનો હું ઘણોજ આભારી થયોછઊં, વળી આ કોષ્ટક બનાવવાને હું તથા મારા મિત્રો વગેરે ઘણા દિવસ થયા ધારતા હતા કે આવું એક ટુંક પુસ્તક થએથી નિશાળોમાં વિદ્યાર્થીઓને ઘણુંજ ઉપયોગી થઇ પડશે, એવા હેતુંથી ઘણીજ સરળ રીતે બનાવેલું છે. એમાં ખામી ખોડ હોયતે સુધારી વાંચવા કૃપાવંત થશોજી. કેમ કે હું વગેરે મારા મિત્રો એવા કવીશ્વર કે જ્ઞાની નથી; પણ હમારી અલ્પ બુદ્ધિ પ્રમાણે બનાવેલું છે. તે શાળાઓમાં ઉપયોગમાં લેવા મહેતાજીઓ તથા માસ્તરો વગેરે સૌ સદગૃહસ્થો મારી તરફથી ભલામણ કરશોજી, એવી મારી સંપૂર્ણ આશાછે.

**લી૦ નંબર ૩ ની નિશાળના આસીસ્ટંટ**

**માસ્તર પારવતીશંકર ફરસરામ.**

## દોહરો અથવા ગજલ.

નળ રાજા ભલો થયો મોટો રાજા ભૂપ
રખડયો જંગલ ઘણા ખમ્યો એતો દુઃખ
સિંહ સરખો એ હતો કેવા એના રૂપ
હરણ વાઘથી નવ બીએ એવો રાજા ભૂપ
રાણી તો ભૂલીપડી દુઃખપામી તે અપાર
મનમા ઘણું વિચારતી મળવા રાયને સાર
જાતે એતો એકલી દુઃખમાં થઈ ખુવાર
નીરખી ને પગ મૂકતી મોઢેકરે પોકાર

## રાગ ઓખાહરણ

વ્યાખ્યા રચી ચોપડીની સારી
સર્વે વાતે લેજોને સુધારી
મનમાં હોંસ રાખી હતી ભારી
હોસ પૂરી થઇછે હમારી
શંદેહતો મુજ મનમાં ભારે
કર્યો ઇશ્વરે પૂરો વિચારે
રહું સદા સુખી એવું માંગું
ભ્રાંતી મારા મનની ભાંગું

## રાગ બીલાવર

હુમેશાની ખંતથી
રટણ કરૂં દીન રાત
મુખથી એવું માંગું છું
ખરે ખરૂં શુભ કાજ—૧—હું
રાખો ધીરજ સૌ ભાઈઓ
મનમાં મળવાને ચાહો
પા મિનિટ ખોશો નહીં
ધ્યાનમાં લો આ વાત—૨—હું

## હીંડી

પાપ માફ કરો પ્રભુજી હમારા
રહે ખુશી તેથી દાસતો તમારા
વળી એણે કર્યા વિધામાં વધારા
તીક્ષણ બોલ એના લાગે ઘણા પ્યારા—૧
સંકટ વેઠયું ઘણું મારે માટે ભારી
કર સાહે પ્રભુ તું તો છે મોરારી
રહે કિર્તી જેની સદાતો પ્રકાશી
ભ્રાંતીથી કવિતાતો કરી ખાશી—૨

## નાણાનું કોષ્ટક

૩ પાઇ =પા આનો
૬ પાઇ=અડધો આનો
૯ પાઈ=પોણો આનો
૧૨ પાઇ=૧ આનો
૧૬ આના=૧ રૂપિઓ
૧૫ રૂપીઆ=૧ મોહોર

## રાગ હીડીં (૧)

ત્રણ પાઈએતો પા આનો થાએ
છ પાઈએતો અડધો આનો કહેવાએ
નવ પાઈ નોતો પોણો આનો થાએ
બાર પાઇનો એક આનો તો કહેવાએ
સોળ આનેતો રૂપિયો કહેવાએ
પંદર રૂપિઆની એક મોહોર થાએ
ભણો બાળકો ઉમંગ મન આણી
આ રીતતો બતાવીછે અજાણી

## હિસાબ ગણવાનું કોષ્ટક

૧૦૦ રેસ = ૧ પાવલું
૪ પાવલા=૧ રૂપિઓ

## રાગ અનજારા (૨)

સો રેસનું પાવલું જાણું
ચાર પાવલે રૂપિઓ પ્રમાણું
આરીત કાઢીછે સારી
એ બાલકો લેજો સ્વીકારી
ભણો બાળકો ઉલટ આણી
આ બીજી રીતછે અજાણી

## તોલ વાનું કોષ્ટક

૭૨ ટાંક = ૧ શેર
૪૦ શેર = ૧ માણ

## રાગ કટાવ (૩)

શેર એકના બોત્તેર ટાંક
ચાળીસ શેરે માણનો આંક
એ રીતે સૌ વેપાર કરજો

હિસાબ ગણતી મનમાં ધરજો
ધરી ઊમંગે મનમાં ચાહો
ભણી ગણીને સુખીઆ થાઓ

**લુગડાં તથા લાકડા ભરવાનું કોષ્ટક** રાગ બિલાવર ( ૪ )

૨ આંગળ=૧ તસુ અ (ઇંચ) આંગળ બેથી તસુ બને વળી ઇંચ કહેવાય
૨૪ તસુ = ૧ ગજ ચોવીસ તસુનો ગજછે દોઢ ગજે વારથાય
૧॥ ગજ=૧વાર અ.(યાર્ડ) એ રીતે લાકડ વળી લૂગડાંતો મપાય
બાળા ભણો ઉમંગથી આંક આઠમાંભણાય

**હીરા મોતીનું કોષ્ટક** રાગ ગજલ ( ૫ )

૧૬ વીસવાસી=૧ બદામ સોળ વીસવાસીની થાએ બદામતો એક કહેવાએ
૧૬ વીસવાસી=૧ બદામ સોળ બદામનો ગણવો, દોકડો એકતો ભણવો
( ગુલ્ફ )
૧૦૦ દોકડા=૧ ચવ)સો દોકડે આનો બનેરે સોળ આને ચવ જાણ
૧૩॥ ચવ = ૧ રતિ પોણા ચોદ ચવ એકઠા રતિ થાય પરમાણ
૨૪ રતિ = ટાંક ચોવીસ રતિનોછે ટાંક હિરા મોતીનોછે આંક

**જમીન માપનું કોષ્ટક** રાગ કહુંસું નસીબે દુખીઓ કીધોછે

૪ આંગળ = ૧ મુડી આંગળ ચારની મુડીતો થાએ પાંત્રીસ મુડીએ
૩૫ મુઠી = ૧ કાઠી કાઠી કહેવાએ અ૦
૨૦ કાઠી = ૧ વસો વીસ કાઠીએ થાયછે વસો
૨૦ વસા = ૧ વીઘું વીસ વસે વીઘું મનમાં ઠસ્યો અ૦

ખરે ઉમંગે શીખવા ચાહે ૧૯ બાળક
આંક ત્રણની નિશાળે અ૦

**અનાજ તોલવાનું કોષ્ટક** **રાગ ભુજંગી છંદ**

| | |
|---|---|
| રાા રૂપિઆભાર=૧ અધોળ | અડીરૂપિઆભાર અધોળ કહેવો |
| ૨ અધોળે = ૧ નવટાંક | બે અધોળે નવટાંક માનીલેવો |
| ૨ પાશેરે = ૧ ટીપરી | પાશેરની ટીપરી બેજ થાએ |
| ૨ ટીપરી = ૧ શેર | શેર એકની ટીપરી બે કહેવાએ |
| ૨ શેર = ૧ અધપાલી | અધ પાલી બે એકથી પાલી થાય |
| ૨ અધપાલી = ૧ પાલી | ફરા એકની સોળ પાલી કહેવાય |
| ૧૬ પાલી = ૧ ફરો | ફરે આઠ ખાંડી તમે માની લેજો |
| ૮ ફરા = ૧ ખાંડી | મુડા પચીશે તો તમે ગણી લેજો |
| ૨૫ ફરા = ૧ મુડો | |

**મીઠું ભરવાનું કોષ્ટક** **રાગ ગોપીચંદનો**

| | |
|---|---|
| ૧૦૦ ફરા=૧ આનો (રાાટન) | ભણનારા હમારા સોજ ફરે આનો તો માની લીજીએ |
| ૧૬ આના=૧ રાસ(૪૦ટન) | સોળ આને તો રાસ બનેછે તમે લાવોની ઉલ્લાસ |

અડી ટન તો આના કનેછે ચાલીશ રાસ છે પાસ ભ.
આ રીત તો ખરેખર સાચીછે મનમાં કરોને વિચાર
આ કોષ્ટકોથી કામ તમારૂં પાર પડશે નિરધાર ૨ ભ.
વધુ વીગતે શું રે વિસ્તારૂં અઢી ટનતો ગણાય
એક આનો અડી ટન મળીને સોજ ફરાના થાય ૩ ભ.
ચાળીસ ટન તો ગણી કરીને શાળામાં એતો ભણાય

રાસ ટનની સાથે આવીછે સોળ આના એથી થાય ૪ લો.

| વખત જાણવાનું કોષ્ટક | રાગ ખ્યાલ |
|---|---|
| ૬૦ વિપળ=૧-પળ(૨૪ સેંકન્ડ) | સાંઠ વિપળ પળ ગણીને સાંઠ પળની ઘડી પ્રમાણ |
| ૬૦ પળ=૧ ઘડી(૨૪ મિનિટ) | સાંઠ ઘડીનો ઘડીનો દિવસ માસજ ત્રીશજ નીરવાણ ૧ |
| ૬૦ ઘડી=૧ દિવસ (૨૪ અવર) | વરસ તણા બાર માસજ ગણજો ચોવીસ સેંકન્ડ વિપળમાં જાણ |
| ૩૦ દિવસ=૧ માસ | મિનિટ ચોવીશ ચોવીશ ગણીકરી કીધી નીરમાણ ૨ |
| ૧૨ મસ = ૧ વર્ષ | અવર તણા દિવસછે ચોવીશ બાળકો મનથી ન વીસરીસ |

ભણો ઉમંગે ઉમંગે શીખી કરીને ઘો આશીશ

| સોનું રૂપુ તોળવાનું કોષ્ટક | રાગ ભેખરે ઉતારો |
|---|---|
| ૮ રતિ = ૧ માસો | આઠ રતિથી માસો બને |
| ૧૨ માસા=૧ તોલો | બાર માસે તોલો એકજી |
| ૩૭ તોલા=૧ શેર | શેર એકના તોલા સાડત્રીસ |
| ૪૦ શેરે= ૧ મણ | ચાળીશ શેરે મણ એકજી ૧ |
| ૨૦ મણ= ૧ ખાંડી | ખાંડી વીસ મણે બને |
| | ખરે ખરી છે એ રીતજી |
| | ગણતી વેળા હિસાબ સો |
| | રાખો મનમાં ઉમંગજી ૨ |

**જમીન લાંબી માપનું કોષ્ટક** રાગ ઓખાહરણનો

| | |
|---|---|
| ૨૪ આંગળ=૧ હાથ | આંગળ ચોવીસનો એક હાથ, |
| ૪ હાથ = ૧ દંડ | હાથ ચારનો દંડજ સાથ. |
| ૨૦૦૦ દંડ= ૧ ગાઊ | દંડ બેહજાર ગાઊએ થાય, |
| ૨ ગાઊ = ૧ ગવ્યુતી | ગાઊં ગવ્યુતીના બે કહેવાય. |
| ૨ ગવ્યુતી = ૧ જોજન | ભણો ઊમંગે શીખવા ચાહો, |
| | ભાણી પાઠ ઉમંગે ગાઓ' |

**તોલનું કોષ્ટક** રાગ ગીરધારીનો

| | |
|---|---|
| ૩ ગ્રેન=૧ રતિ | ભણનારારે ત્રણ ગ્રેને રતી થાએ ચોવીસ રતિ એ ટાંક કહેવાએ |
| ૦ાા રતિ=૧ ગુંજ | પોણી રતીનો ગુંજ એકતો થાએ વાલ ગુંજ બે આંક કહેવાએ ઝુલ |
| ૨ ગુંજ=૧ વાલ | ૭ ચોખાએ રતિ કહેવાએરે ચોવીસ રતિનો ટાંક ભણાએરે |
| ૧૬ ચોખા=૧ રતિ | હીરા મોતીના તોલ ગણાએરે એ પ્રત્યક્ષ રીત મનાએરે ૧ |
| ૨૪ રતિ=૧ ટાંક | સહુ સીક્ષકોરે દયા આણીને ભણાવો મારા કામ તે સિધ્ધં કરાવો |
| | બીજી રીતીરે હમને તમો તો બતાવો સોળ ચોખાની રતિ ગણાવો ઝુલ |
| | સોળ ચોખાની રતિ કહેવાએરે હીરા મોતીના તોલે ગણાએ રે |
| | બીજા તોલમાં તે નવ જાએરે એ રીતતો |

બીજી જાગાએરે ૨

અંગ્રેજી કોઠક — રાગ દોધક છંદ

| | |
|---|---|
| ૧૬ દ્રામ ૧ ઔંશ | ઔંશજ સોળ દ્રામનો થાય પાઉંડે સોળ જ ઔંશ કહેવાય |
| ૧૬ ઔંશ ૧ પાઉંડ(રતલ) | ત્રણ પાઉંડે પાઉંડ અઠાવીસ થાય ક્વાટર નામ તેનું તો લેવાય ૧ |
| ૨૮ પાઉંડ=૧ ક્વાટર(માણ) | ચાર ક્વાટરથી હંદ્રવેટ છે ખાસો ટનના હંદ્રવેટ વીસજ વાંચો |
| ૪ ક્વાટર=૧ હંદ્રવેટ | એંશી માણને કહે ટન કોય હંદ્રવેટના માણ ચારજ હોય ૨ |
| ૨૦ હંદ્રવેટ=૧ ટન | ભણો બાળક આંક ગણની નિશાળ પાઉંડને ઓળખો રતલમાં સાર શીખો રીતી સમજુતી છે સારી ભુલ હોયતે મૂકોને વિસારી ૩ |

અંગ્રેજી લંબાઇનું કોષ્ટક — રાગ પદ લઇ હુંનો

| | |
|---|---|
| ૧૨ ઇંચ=૧ ફુટ | બાર ઇંચનો ફુટ ગણી બાળાભણોરે(બેવાર) |
| ૩ ફુટ=૧ યાર્ડ (વાર) | બાળાભણોરે તમે બાળાભણોરે ટેક |
| ૫॥ યાર્ડ=૧ પોલ | ફુટ ત્રણનો યાર્ડ પ્રમાણો |
| ૪૦ પોલ=૧ ફર્લાંગ | સાડા પાંચ યાર્ડનો એક પોલ ગણોરે-૧ બા. |
| ૮ ફર્લાંગ=૧ મૈલ | ચાળીસ પોલે એક ફર્લાંગ થાએ |
| ૩ મૈલ=૧ લીગ | મૈલ એકના આઠ ફરલાંગ ભણોરે-૨ બા. |

ઇંગ્રેજી ચોરસ માપનું કોષ્ટક — રાગ ઇંદ્રસભાનો

૧૪૪ ચોરસ ઇંચ=૧ ચોરસ ફુટ) એકસો ચુમાળીસ ઇંચથી એક

| | |
|---|---|
| ૯ ચોરસ ફુટ=૧ ચોરસ યાર્ડ | ચોરસ ફુટ થાય નવ ચોરસ ફુટ એકઠા તેતો યાર્ડ ગણાય—૧ |
| ૩૦I ચોરસ યાર્ડ=૧ ચોરસ પોલ | સવા ત્રીશ યાર્ડ મળે થકી પોલ થાયછે જાણ |
| ૪૦ ચોરસ પોલ=૧ રૂડ | ચાળીસ પોલનો રૂડછે એ રીતી પરમાણ—૨ |
| ૪ રૂડ = ૧ એકર | ચાર રૂડે એકર બને નહિ શીખે તે અજાણ |
| | અજાણ શું સમજે તે વિષે કરજો તેને જાણ—૩ |

**અંગ્રેજી ધન માપનું કોષ્ટક** — **રાગ જબાની હાલ**

| | |
|---|---|
| ૧૭૨૮ ધન ઈંચ=૧ ધન ફુટ | સત્તરસો અઠાવીસ ખરે |
| ૨૭ ધન ફુટ=૧ ધન યાર્ડ | મળે ઈંચ ફુટ તોજ ભરે |
| | સતાવીસ ફુટથી થાએ |
| | સમ ચોરસ યાર્ડ કહેવાએ—૧ |

**અંગ્રેજી લુગડાં ભરવાનું કોષ્ટક** — **રાગ કલ્યાણ**

| | |
|---|---|
| ૨I ઈંચ = ૧ નેલ | ઈંચતો ભણો સવાબેયનો ગણો |
| ૪ નેલ = પા યાર્ડ | નેલ એક કહું તે મનમાં તમે ભણો |
| ૪ પા યાર્ડ = ૧ યાર્ડ | ચાર પા યાર્ડ ગણી કરીને મનમાં કરો વિચાર |
| પાંચ યાર્ડ=૧ ઈંગ્લીસ એલ | ઈંગ્લીસ એલને પાંચ ગણીને છે એ ફ્રેન્ચનો સાર ૧ |
| ૩ પા યાર્ડ=૧ ફ્લેમીશ એલ | ત્રણ પા યાર્ડ થાએછે એનો ફ્લે |

મીશ એલ જાણ
રીતી માપનો કાપડ જાણો કીધો એ નિરવાણ ૨

**ઇંગ્લીસ પ્રવાહી પદાર્થનુ કોષ્ટક   રાગ ગુરૂગોવીંદના મહીના**

૪ જીલ=૧ પૈટ   ચાર જીલનો પૈટ લેજો માનીરે
૨ પૈટ=૧ કવારટ   બેપૈટે કવારટ થાએ કહુંછું વાણીરે-૧
૪ કવારટ=૧ ગ્યાલન   ચાર કવારટે ગ્યાલન થાય લેજો સાચીરે
૬૩ ગ્યાલન=૧ હાગઝેડ   ગ્યાલન તેંસઠે હાગઝેડ થાય મૂકોનવી
સારીરે-૨
૮૪ ગ્યાલન=૧ પરચંટ   ચોર્યાશી ગ્યાલન લઇ હકીકત સાચીરે
૧૨૬ ગ્યાલન=૧ પાઇપ   તેનો એક પરચંટ કહેવાય વાત ન કાચીરે
૨ પાઈપ=૧ ટન   એકસો છવીસ ગ્યાલનનો પૈપતો થાયરે
બે પાઇપ તણોછે ટન તેથી સમજાયએરે-૪

**વખત જાણવાનું કોષ્ટક   લાગીછે તરસ ભાઈ પાણીપા**

૬૦ સેકન્ડ=૧ મિનિટ   સાંઠ સેકન્ડની મિનિટ ગાણી
૬૦ મિનિટ=૧ અવર   અવર મિનિટ સાંઠ પછી છે.
૨૪ અવર=૧ દીવસ   કલાક ચોવીસનો દિવસ ભાણી ૧
૩૦ દિવસ=૧ મહિનો   ત્રીસ દિવસનો માસજ જાણો
૧૨ મહિના=૧ વરસ   બાર માસનું વર્ષ પ્રમાણો ૨
અંગ્રેજોએ રીતી ગણીને
નામ હિંદુસ્તાને વખાણી ૩

**વખત જાણવાનું બીજુ કોષ્ટક   રાગ કાલીંગડો**

૭ દિવસ=૧ અઠવાડીઉં   માસ તણાતો ચાર ગણાએ
૪ અઠવાડીયા=૧ મહિનો   અઠવાડીઆં કહેવાય

| | |
|---|---|
| ૫૨ અઠવાડીઆ=૧ વરસ | સાત દિવસે અઠવાડીઉં રે |
| ૩૬૫ દિવસનું=૧ જુલીઅન વર્ષ | શાળામાં એતો ભણ ય-મા ૧ |
| ૩૬૫ દિવસ ૫ અવર ૪૮ મિનિટ) ૪૭ સેકંન્ડ=૧ સૌર વર્ષ | અઠવાડીઉં સૌ કો ભણરે |

એક વર્ષના બાવનથાય
જુલીઅન વર્ષ ગણીકરીને
ચાર મિત્રો એકાંતે ગાય—મા ૨
ત્રણસો પાંસઠ દિવસને વળી
પાંચ અવર કહેવાય
ઉડતાળીશ મિનિટ સેકન્ડ ભળીને
સૌર વર્ષ એકજ થાય—મા ૩

ઇંગ્રેજી ચલણી નાણાનું કોષ્ટક-રાગ ખલખ નારે ખુદાખાવિંદ

| | |
|---|---|
| ૪ ફારદીંગ=૧ પેન્સ | ચાર ફાર્દીંગે પેન્સતો થાય |
| ૪ પેન્સ=૧ ગ્રોજ | ચાર પેન્સનો એક ગ્રોજ કહેવાય |
| ૧૨ પેન્સ=૧ સીલીંગ | બાર પેન્સની સીલીંગ એક થાય |
| ૪ાા સીલીંગે=૧ ડાલર | સાડાચાર સીલીંગે ડાલર કહેવાય |
| ૫ સીલીંગ=૧ ક્રાઉન | પાંચ સીલીંગનો એક ક્રાઉન |
| ૨૦ સીલીંગ=૧ પાઉંડ | વીસ સીલીંગનો એક પાઉંડ |
| ૨૧ સીલીંગની=૧ ગીની | એકવીસ સીલીંગે એક ગીની |
| | ખરી રીત એવી સૌએ ગણી |

ઇંગ્રેજી દવા તોલવાનું કોષ્ટક રાગ હરીગીત છંદ

| | |
|---|---|
| ૨૦ ગ્રેન=૧ સ્ક્રુપલ | વીસ ગ્રેનતો તમે ગણો |
| ૩ સ્ક્રુપલ=૧ ડ્રામ | એક સ્ક્રુપલ તેનો ભણો |
| ૮ ડ્રામ=૧ આેશ | ત્રણ સ્ક્રુપલનો ડ્રામતો |

| | |
|---|---|
| ૧૨ ઔંશ=૧ પાઉંડ | કોષ્ટકો માંથી તો ગણો ૧ |
| | આઠ દ્રામનો ઔંશ બને |
| | બાર ઔંશ પાઉંન્ડની કને |
| | આળસ બાળક છોડજો |
| | ચેતી વિચારી બોલજો ૨ |

**ઇંગ્રેજી સોનું તોલવાનું કોષ્ટક** — રાગ કહેતો રાજાનો

| | |
|---|---|
| ૨૪ ગ્રેન=૧ પેનીવેટ | પેનીવેટના ગ્રેન ચોવીસ |
| ૨૦ પેનીવેટ=૧ ઔંશ | વીશ પેનીવેટે ઔંશ ગણીશ ૧ |
| ૧૨ ઔંશ=૧ પાંઉંડ | બાર ઔંશનો પાઉંડજ થાએ |
| | મનની ઉલટથી એતો ગણાએ ૨ |
| | શીક્ષક તમને રીત બતાવે |
| | ના આવડે તો મારીને શીખાવે ૩ |

**ચીજોની ગણત્રીનું કોષ્ટક** — રાગ લલીત છંદ

| | |
|---|---|
| ૧૨ હરેક ચીજ=૧ ડઝન | બાર ચીજથી ડઝનતો ગણો |
| ૧૩ હરેકચીજ=૧ પક્કો ડઝન | તેર ચીજથી પક્કો ડઝન ભણો |
| ૫) ડઝન=૧ રોલ | પાંચ ડઝનેતો રોલ થાયછે |
| ૧૨ ડઝન=૧ ગ્રોજ | બાર ડઝનેતો ગ્રોજ કહેવાયછે |

( ધીરજ રાખીને ભાઈ તમે ભણો નવી વિદ્યાનો શોધજ કરો )
( પુરૂષ જાત થઇ બેશી શું રહો આબરૂ લેવાને ચીતમાં ચહો )

**કાગળની ગણતરીનું કોષ્ટક** — રાગ નિર્બળ શત્રુ

| | |
|---|---|
| ૨૪ કાગજ=૧ કવાયર(તાવ) | ચોવીસ તાવે કવાયર થાએ |
| ૨૦ કવાયર=૧ રીમ (ધા) | વીશ કવાયરે રીમ મનાએ |
| ૨ રીમ = ૧ બંડલ | બે રીમજનો બંડલ બને |
| | રીત એવી વેપારીએ કને |

## ચાલતી

શીખો શીખનાર રીત આતો કેવી છે રશીક
હોંશજ રાખી તમે શીખો સૌ ભાઈ
ના ઉમેદ થાશો ન જરાએ મનમાંહી ચોવીશ ૧

અંગ્રેજી કોષ્ટક — રાગ બીલાવર

| અંગ્રેજી કોષ્ટક | રાગ બીલાવર |
|---|---|
| ૨૦ હરેક ચીજ=૧ સ્કોર | વીસ ચીજનો સ્કોરછે |
| ૫ સ્કોરે=૧ સો | સોના સ્કોરજ પાંચ |
| ૬ સ્કોરે=૧ પક્કો સો | સ્કોરજ છ જો લીજીએ |
| | વાંચી મનમાં તું રાચ ૧ |

સ્કોર છ તો ગણી કરી મનમાં કરો વિચાર
પક્કો સ્કોર એથી બને જાણો તમે નિરધાર ૨
સઘળા નંબરની નિશાળોને માટે કાઢીછે રીત
ભણો ભણનારા ઉમંગથી ભણવા રાખોને પ્રીત ૩

### હિંદુઓના મહીનાનું કોષ્ટક રાગ ચાલો ચાલો સેલાણીના

| | |
|---|---|
| ૧ કારતક=૨ માગશર | વર્ષ એકના માસ બાર થાય છે રે |
| ૩ પોસ =૪ માહા | કારતગ, માગસર, પોસમાં ભણાયછેરે ૧ |
| ૫ ફાગણ=૬ ચૈત્ર | એક વર્ષની રૂતુ ત્રણ થાયછે રે |
| ૭ વૈશાખ=૮ જેઠ | તેમાં પ્રથમ શિયાળો આવી જાયછેરે ૨ |
| ૯ અશાડ=૧૦ શ્રાવણ | ફાગણ ચૈતર વૈશાખ જેઠ જાણજોરે |
| ૧૧ ભાદરવો=૧૨ આશો) | એતો તાપની મોશમ પ્રમાણજોરે ૩ |
| | અશાડ શ્રાવણ ભાદરવો આસો વળીરે |
| | એતો ચોમાસાની રૂતું ત્રીજી ગણીજોરે ૪ |

### ઇંગ્રેજી બારે મહીના — રાગ શુધ્ધી આણી ફુળજાણી

ઇંગ્રેજીના બાર માસ તમે ભણોરે

| | | |
|---|---|---|
| | તમે ભણોરે ભણનારા ભણોરે | ટેક |
| ૧ જાનેવારી | જાનેવારી માસ પહેલો કહેવાય | |
| | દીન તેનાતો તમે એકત્રીસ ગણોરે—૧ | તમે |
| ૨ ફેબ્રુઆરી | ફેબ્રુઆરી માસ બીજો કહેવાય | |
| | તેના દીન અઠાવીસ બાળા ગણોરે—૨ | તમે |
| ૩ માર્ચ | માર્ચ માસતો ત્રીજો પ્રમાણો | |
| | દીન તેના તમેતો એકત્રીશ ભણોરે—૩ | તમે |
| ૪ એપ્રીલ | એપ્રીલ માસતો ચોથો નિર્વાણ | |
| | ત્રીસ દિવસે એતો પૂરો થાય ખરોરે—૪ | તમે |
| ૫ મે | મે મહિનો પાંચમો ગણાએ | |
| | એકત્રીશ દીન એના તમે માનીલેજોરે—૫ | તમે |
| ૬ જૂન | જૂન માસતો છઠોજ જાણો | |
| | દિવસ ત્રીશથી એને તમે ગણી લેજોરે—૬ | તમે |
| ૭ જુલાઇ | જુલાઇ માસતો સાતમો આવ્યો | |
| | સાથે દિન એકત્રીસને તેડી લાવ્યોરે—૭ | તમે |
| ૮ આગષ્ટ | આગષ્ટ માસતો આઠમો કહાવ્યો | |
| | તેતો એકત્રીશ દિવસને ભરી લાવ્યોરે—૮ | તમે |
| ૯ સપટેંબર | સપટેંબરને નવમો વખાણો | |
| | દીન ત્રીસ એના તમે સર્વે જાણોરે—૯ | તમે |
| ૧૦ અકટોંબર | અકટોંબર માસ દસમો કહાવે | |
| | તેના દીનતો એકત્રીશ ગણ્યા આવેરે—૧૦ | તમે |
| ૧૧ નવેમ્બર | નવેમ્બર અગીઆરમો માસ | |
| | તેતો ત્રીશ દીવસથી રાખે આશારે—૧૧ | તમે |
| ૧૨ ડીસેમ્બર | ડીસેમ્બર તો છેલ્લોરે આવ્યો | |

એકત્રીશ દીનને સમજાવી લાવ્યોરે—૧૨ તમે

**હિંદુની તિથિઓ**     **રાગ આંખજ તેરી એશી દેખાની**

૧ પડવો ૨ બીજ   પડવો બીજ ત્રીજ ગણીને ચોથ પાંચમ છઠ છે ચાર
૩ ત્રીજ ૪ ચોથ )સાતમ આઠમ નોમ જાણીને દસમ અગીયારસ
૫ પાચેમ=૬ છઠ )     નીરધાર
૭ સાતમ=૮ આઠમ)બારસ તેરસ ચૌદસ ગણજો પૂનેમ ચંદ્રમાંની
૯ નોમ=૧૦ દશમ)     ગણાય
૧૧ અગીઆરસ=૧૨ બારસ) અંધારીઆમાં અમાસ આવે માસ
૧૩ તેરસ=૧૪ ચૌદસ)     આખરેતો પૂરો થાય
૧૫ પુનેમ=૦।।) અમાસ)

**હિંદુઓના સાતવાર**     **રાગ ચાંપરાજ પોતાની સ્ત્રીને ખડગ ઉગામતી વખતે કલ્યાણ ગાયતે રાહ**

૧ સોમ = ૨ મંગળ
૩ બુધ = ૪ ગુરૂ
૫ શુકર = ૬ શની
૭ રવી

સોમ મંગળને બુધ ગુરૂ
શુકર શનિને રવી જાણોરે ૧
સાતેવારની શોભા તે શી કહું
વારથી ચાલે આ સંસારરે
નંબર ત્રણની નિશાળ મધેરે ૨
બાળકો આવાર ગણો પ્રીતેરે




"ધી રાઇઝીંગ સ્ટાર" પ્રીન્ટીંગ પ્રેસ, સુરત, બાળકૃષ્ણજી
ના મોટા મંદીર પાસે.